# કોહીનુર ગજલ કાવ્ય.

Reg No. 94

દોહરો.

માટી અને લકડા તણા, જે ગુણનો ભંડાર છે;
દુનીયામહી સૌ પ્રાણીનો, ઉધ્ધાર તે કરનાર છે;
દેશ સેવા પ્રેમથી, કરવીજ એ વહેવાર છે;
પ્રાચી હૃદયમાં ધારવું, તે સુજ્ઞનો આચાર છે;


રચનાર,

કવી ભોગીલાલ રતનચંદ પાટણવાલા.

ઠે. ઝવેરીવાડો સંભવનાથની ખડકી-અમદાવાદ.



છપાવી પ્રસીદ્ધ કર્તા.

મગનલાલ રણછોડદાસ, ગીરીનારાયણ અત્યારહી.

આવૃત્તિ ૧ લી ] પ્રત ૨૦૦૦ [ સને ૧૯૨૧

કીમત ૦-૨-૦

## વંદેમાતરમ્.

શુદ્ધ ખાદી પહેરીને બસ બોલો વંદે માતરમ્,
દેશની સેવા કરીને બોલો વંદે માતરમ્. ૧
શુદ્ધ નીતી સીખીને શુદ્ધ વર્તન વંદે માતરમ;
અહીંસા છે વીશય આપનો અસહકાર વંદેમાતરમ્. ૨
વીદેશી કાપડ છોડવું બસ ખાદી વંદે માતરમ,
જેલની ન બીક રાખો સેવા વંદે માતરમ. ૩
રેંટીયો કાંતતી વેળા બોલો વંદે માતરમ્;
સ્વરાજ્યની છે શુદ્ધ કુંચી મંત્ર વંદે માતરમ્. ૪
મહાત્મા ગાંધીને પ્યારો જાપ વંદે માતરમ્,
દેશ માટે દુખ ખમીલો સુખ વંદે માતરમ્. ૫
ભોગીલાલ બોલે પ્રેમથી નીત્ય જપો વંદે માતરમ;
સ્વતંત્રતાની કુંચી લેવા ન ભુલો વંદે માતરમ્ ૬

## ખાદી.

કરવાને દેશ આબાદી તમે સૌ વાપરો ખાદી;
સુતર કાંતી તમે હાથે હવે સૌ પહેરજો ખાદી.
વીદેશી મોહ ત્યાગીને શીખોને પાઠ વૈરાગી,
શીક્ષણ શીખો તમે દેશી બાળક સૌ વાપરો ખાદી.
હીન્દી બેનો સમજી લો વીદેશી મોહ છોડીદો;
કહે છે મહાત્મા ગાંધી હવે અંગે ધરો ખાદી.
છાશઠ–ક્રોડ ધન બચાવો સ્વદશી રેંટીયો લાવો,
કહે ભોગી સ્વરાજ્યનો લ્હાવો લેવો હોય તો પહેરો ખાદી.

---

# કોહીનુર ગજલ કાવ્ય.

દોહરો.

માટી અને લકડા તણા, જે ગુણનો ભંડાર છે;
દુનીયામહી સૌ પ્રાણીનો, ઉદ્ધાર તે કરનાર છે;
દેશ સેવા પ્રેમથી, કરવીજ એ વહેવાર છે;
વાંચી હૃદયમાં ધારવું. તે સુજ્ઞનો આચાર છે;

રચનાર,

કવી ભોગીલાલ રતનચંદ પાટણવાલા.

ઠે. ઝવેરીવાડો સંભવનાથની ખડકી- અમદાવાદ.

છપાવી પ્રસીદ્ધ કર્ત્તા.

મગનલાલ રણછોડદાસ, ગીરીનારાયણ સત્યાગ્રહી.

આવૃત્તિ ૧ લી ] પ્રત ૨૦૦૦ [ સને ૧૯૨૧

કીમત ૦-૨-૦

# કોહીનુર કાવ્ય સંગ્રહ.

## માટીના ગુણ.

### દોહરો.

સમજાવું છું હું પ્રીતથી, શું માટીનો વહેવાર છે,
દુનીયાતણા જીવો જીવે, એ માટીનો આધાર છે;
માટીતણા છે ગુણ તે, સમજાવું છું નર નારને,
સમજો તમે સૌ પ્રેમથી, સુખશાંન્તિના વહેપારને.

### ગજલ.

અજબ છે ગુણ માટીમાં, આલમને હું બતાવુ છું;
જીગરથી જાણજો દીલમાં, આલમને હું બતાવુ છું. ૧

લઇ કુંભાર કોદાળી, જાએ છે ખોદવા માટી;
થઇ કયમ શોખ માટીની, આલમને હું બતાવું છું. ૨

ખોદે કોદાળીએ તે તો, ગુણો ભરી ઘેર લાવે છે;
પછાડે જમીનના ઉપર, " ૩

નહીકરે ક્રોધ માટી તો, પાણી કુંભાર નાંખે છે,
બનાવે પીંડતો તેનાં, „ ૪

ચઢાવે ચાકળા ઉપર, ચોરશી ફેરવે ફેરા;
બનાવે ઘાટ ત્યાં કાચો, આલમને હુ બતાવું છું. ૫

કરે શીક્ષા પછી એવી, નીહાળી ત્રાસ આવે છે;
પતીવૃત છોડે નહી એ તો, આલમને હું બતાવું છું. ૬

પતીના દુખમાં પોતે, અનંત દુઃખો ખમી રહે છે;
પુરે છે પેટ કુટુંબીનાં, આલમને હું બતાવું છું. ૭

છતાં નહી ક્રોધને લાવે, પતી હુકમમાં રહેતી;
આહા શું પ્રીત માટીની, આલમને હું બતાવુ છું. ૮

નાંખે છે તેને ( નિભાડે ) ધખાવે ખુબ અગ્નીમાં;
છતાંએ શુદ્ધ સતી કેવી, આલમને હું બતાવું છું. ૯

સતી સીતા સુકન્યાએ, પતીવૃત જે બજાવ્યું છે;
તેવું પતીવૃત માટીનું, આલમને હું બતાવુ છું. ૧૦

ધખે છે પોતે અગનીમાં, છતાં પ્રભુ સત્યનો બેલી;
બતાવે પારખુ એવું, આલમને હું બતાવુ છું. ૧૧

આવે છે બહાર પોતે પણ, રહે હસતે મુખે શોભી;
સતીના એક એ જેવી, આલમને હું બતાવુ છું. ૧૨

થયા જ્યાં ઘાટ એ તૈયાર, પતી પોષણુ તણે કાજે;
ટકે પૈસેજ વેચાતી, આલમને હું બતાવું છું. ૧૩

નેંમાડો થાય જ્યાં તૈયાર, કહેવા કુંભાર આવે છે;
આવે ત્યાં ગામની નારી, આલમને હું બતાવું છું. ૧૪

શીક્ષા તો નારીયો કરતી, ટકોરા બહુજ તો દેતી;
છતાં નહી ક્રોધ તો કરતો, આલમને હું બતાવું છું. ૧૫

વળી સુલક્ષણી બેહનો, બલીયાં મારી જુવે છે;
ફૂટી છે કે રહી આખી, આલમને હું બતાવું છું. ૧૬

લઈને ગામની નારી, જાએ કુવેજ પાણીયારી;
કરે છે શીક્ષા ત્યાં કેવી, આલમને હું બતાવું છું. ૧૭

દયા નહી દીલમાં ધરતી, ગળામાં ફાંસો તો દેતી;
કુવામાં તેહને નાંખી, આલમને હું બતાવું છું. ૧૮

બચાવા હાથ મજબુત છે, જેવા કે માહત્મા ગાંધી;
બાઝયું છે દોરડું જેણે, જગતને હું બતાવું ૧૯ છું.

ખેંચે છે હાથ દોરડું તો, ઘડો ઉપર પછી આવે;
જગતને પાય છે પાણી, આલમને હું બતાવું છું. ૨૦

આવે છે ઘેર મહેમાનો, પડે છે તાપ ઉનાળે;
પીવાડે ઠંડુ તે વારી, જગતને હું બતાવું છું. ૨૧

સુઘડ તો તેજ કહેવાતી, હોય્યે છે ઘર તણી નારી;
માટીના ગુણથી સુઘડ, આલમને હું બતાવું છું. ૨૨

કદાપી ઠેસ વાગેને, મટુકી ફૂટી જાય્યે જો;
બેનો છે દીલની લોભી, આલમને હું બતાવું છું. ૨૩

લઇને કાંઠલો તેનો, ચુલામાં તેને રાખે છે;
રાંધેલું ધાન સાચવવા, જગતને હું બતાવું છું. ૨૪

ચડે નહી જીવકે જંતું, જગતને સાચવે સારૂ;
કહેવાયે દુખ ભંજન તે, જગતને હું બતાવું છું. ૨૫

એવા છે માહાત્મા ગાંધી, જગતના હીતને સારૂં;
કરે છે દેશની ચીંતા, જગતને હું બતાવું છું. ૨૬

વળી જે ઠીકરી તેની, બેનોતો નહીજ છોડે છે;
રાખે છે તે તીજોરીમાં, જગતને હું બતાવું છું. ૨૭

કરાવે કામ ભંગીનું, છતાં તે ક્રોધ ના કરતી;
અજબ છે ગુણ માટીના, જગતને હું બતાવું છું. ૨૮

માટે દુનીયા તણા લોકો, માટીના ગુણ તો સમજો;
સહન સીલતા તમે શીખો, જગતને હું બતાવું છું. ૨૯

અજબ છે આત્મ બળ તેનુ, માટીનુ આપ સમજો તો;
કહે છે દાસ ભોગીલાલ, જગતને હું બતાવું છું. ૩૦

## ઉપસંહાર.

માટી રૂપી હીંદ માતાને કુંભાર રૂપી વીદેશી ઘણીજ હેરાન કરે છે ત્યાં હાથ રૂપી માહત્મા ગાંધીજી દોરડા રૂપી હીન્દુસ્તાનને બચાવે છે. અને માટી રૂપી હીન્દ માતાને પણ બચાવી જેમ માટીની માટલી જગતને પાણી પાયે છે તેમ માહત્મા ગાંધીજી હીંદવાસીઓને આત્માનો મહીમા સમજાવી ગુલામીમાંથી મુક્ત થવા માટેનો ઉપદેશ આપી રહ્યા છે.

આ જગતમાં હરેક વીષય ઉપર વીચાર કરતાં નવીન નવીન જ જોયામાં આવે છે. જ્યારે એક વખત સેવક જંગલમાં ફરવા સારૂ ગયો હતો. તે વખતે જંગલમાં ઘણીજ ઝાડી જોઇ પણ તે ઝાડીમાં ફક્ત લાકડા સીવાય કાંઇ પણ જોવામાં ન આવ્યુ ત્યારે લાકડું દુનીયામાં શું શું કામમાં આવે છે. તે જગતને બતાવવાની ઇચ્છાથી સેવક અલ્પ બુદ્ધીથી ચીતાર સમજાવે છે.

### ગજલ.

અજબ છે ગુણ લકડીકા જગત સૌ પ્રીતથી સમજો;
જાદુઇ ગુણ તેનામાં, જગત સૌ પ્રીતથી સમજો;
પાળે છે જગત આખાને, ઘણો ઉપકાર તે કરતી;
પરાયા દુખમાં દુખી, જગત સૌ પ્રીતથી સમજો;

## ( ભજન. )

સૌ ભાઇ સુણો સજ્જન મેરા, દેખો ગુણુ વોહ લકડીકા;
જીસ વખત તેરા જનમ હુવા જબ, દેખો ગુણુ વોહ લકડીકા.

વીવીધ જાતકા લાએ રમકડા, વોહી રમકડા લકડીકા;
જીસ વખત તેરા જનમ હુવા, દેખો પારણા લકડીકા.

પાંચ વરસકી હુઇ ઊમર જ્યાં, ગયા ભણુવા નીશાળ ભણી;
વીવીધ જાતકા લાયા પાટીયા, વોહબી લેખન લકડીકા.

આઠ વરસકી હુઇ ઊમર જ્યાં, હુઇ જ્ઞાત જ્યાં જબ ભેળી;
કીયારે સગપણુ દીયારે શ્રીફળ, વોહી શ્રીફળ પણુ લકડીકા.

બાર વરસકી હુઇ ઉમર જ્યાં, તેર વરસ બેઠુ ભારી;
વીવીધ જાતકા બના માંડવા, હુઇ લગનકી તૈયારી.

આએ ઘોડેપર ચડે વરરાજા, ઢળ્યા વીંઝણા લકડીકા;
આએ સાજન બેઠે પાટપર, વહેંચ્યા શ્રીફળ લકડીકા.

આએ સાસુ જ્યાં પુખણુ પુખણે, વોહી પુખણા લકઠીકા;
ગએ માંહરે બેઠે વર વહુ, ઢળ્યા બાજોઠ પણુ લકડીકા.

લાએ વાંસડા બાંધી ચોરી, વોહી વાંસઠા લકડીકા;
ચાર મંગલકા ફેરા ફીરા જબ, બાંધ્યા મીઢળ પણુ લકડીકા.

લાએ સોપારી કીયા ટુકડા, વોહી સોપારી લકડીકા;
એકી બેકી જ્યાં ખેલે વરરાજા, દેખો તમાસા લકઠીકા.

ગએ મહેલમેં ચડે વરરાજા, ઢળ્યા ઢાલીયા ચાંદીકા;
વીવીધ જાતકી નકસી બનવાઇ, વોહી ઢાલીયા લકડીકા.
આએ ઘડપણ ગીરા દાંત જબ, લીયા ટેકા પણ લકડીકા;
આએ કાળ જ્યાં ચડે છાતીપર, ઢળ્યા ઢાલીયા પણ લકડીકા.
લાએ વાંસડા બાંધી ઠાઠડી, વોહી વાંસડા લકડીકા;
લાએ સુખડ-લાએ શ્રીફળ, લાએ ખાપટા લાકડીકા.
કુટુંબ કબીલો કોઇ નહી તારો, નહી હૈં તારી સગીરે માઇ;
કહે ભોગીલાલ સુણો મોરે સજ્જન, છેવટ બાળ્યા લકડીકા.
ગાંધી માહાત્મા એ કયા બનાયા, દેખો રેંટીયા લકડીકા;
ઉસીકે પર સ્વરાજકા બીન્દુ, દેખો તમાસા લકડીકા.

ગજલ.

અમારી પ્રેમની લકડી, સુણીને રેંટીયો લેશો;
તમારા દેશના માટે, તમે સૌ રેંટીયો લેશો.
વીદેશીનો જુલમ ત્રાસો, સાહાઇથી કાંકતો સીખો;
તમારા લાભને સારૂ, તમે સૌ રેંટીયો લેશો.
ગુલામી બેડીયો તોડવા, ઉપાય તો કંઇક યોજોને;
સ્વતંત્ર તો થવા સારૂ, તમે સૌ રેંટીયો લેશો.
અમારી લાકડી જુઓ, બનાવે મહેલને માલો;
બનાવે દેવ મંદીરો, તમે સૌ રેંટીયો લેશો.

વળી તે લાકડીથી તો, વીવીધ ચીજો બનાવે છે;
બને છે રેંટીયો તેનો, તમે સૌ રેંટીયો લેશો.
ભોગીલાલ પ્રેમથી કહે છે, લકડી ગુણ બતાવે છે;
ઇચ્છા જો હોય સ્વરાજ્યની, તમે સૌ રેંટીયો લેશો.



જગતમાં કુસંપનું બીજ દીવસે દીવસે વધતું ગયું. ત્યારે મને જગતમાં ખ્યાલ આવ્યો. કયા દાખલાથી દુનીયા સમજે ત્યારે એક દીવસ માહરે ત્યાં દરજી સીવવા આવ્યો. ત્યારે ગજ, કાતર અને સોય, દોરા ઉપર મને ખ્યાલ આવ્યો, ત્યારે જગતને તે ખ્યાલ બતાવું છું. તો જગત સમજશે અને તે દાખલો ધ્યાનમાં લઈ વીચાર કરશે.

## ( હરી ભજન વીના દુઃખ દરીયા. )

સુણ દરજીડા, ગજકાતર ને સોયદોરાના ગુણ કહું.

આ અંધ દુનીયાના લોકોને, સમજાવવા દાખલો હું દઉં;
ગજબદ સલાહ આપનારો છે, કાતરની સંગે રહેનારો છે,
તે કુસંપ તણો કરનારો છે. સુણ દરજીડા. ૧

કાતરતો કલેશી નારી છે, કુસંપ તણી કરનારી છે;
હોય ભેગા તેને જુદા કરનારી છે. સુણ. ૨

દરજી સીવવા આવે છે, ગજકાતર ને ભોંય પછાડે છે.
ભલી સોયને માથે રાખે છે. સુણ. ૩

સોય સુલક્ષણી નારી છે, ડાહી ઘણી હાંશીયારી છે.
હોય જુદાં તેને ભેગા કરનારી છે. સુણ. ૪

સોયનો પતી તો કેવો છે. રંગે રૂપાળો જોયા જેવો છે;
તેનું નામ જગતમાં દોરો છે. સુણ. ૫

દોરા જેવો નર એક જાણું, માહત્મા ગાંધીને પીછાણું;
બીજા લાંબા ગજ જેવા જાણું. સુણ. ૬

કાતર જેવી બેનો માહરી. ઘાલી ફેશનની પ્રીશીયારી
જેથી દેશની થઇ છે લાચારી. સુણ. ૭

સોય જેવી સાધવી નારી. જો બને બેનો માહરી
તો થાય જ દેશની બલીહારી. સુણ. ૮

પ્રેમે કહે છે ભોગીલાલ. ગજ કાતરને કાઢો બહાર,
તમે સોય દોરાનો નીત્ય કરજો ખ્યાલ. સુણ. ૯

---

બાવન પતાં ને ગંજીફાના ચીતાર. દુનીયાને સમજવા જેવો હોવાથી અવલથી કે આખર સુધીમાં ગંજીફો શું બતાવે છે. તે સેવકે પોતાની અલ્પ બુદ્ધિથી

લખ્યો છે તે ખાસ વાંચવો. વંચાવવો. અને શીખવા ભલામણ છે.

## ગજલ.

જગતના લાભને સારૂ ગંજીફો હું બતાવુ છું
અજબ છે ગુણ તેનામાં, તમોને હું બતાવુ છું;
દુરીનું પાન પહેલુ છે જગતમાં પુણ્ય પાપો બે;
ત્રીતીરીનું ત્રણ ટેખલ છે, તમોને હું બતાવુ છું;
ત્રીતીરીના ત્રણ ટેખલની, તમો સોબત ના કરશો;
થયા પાયમાલ તો તેથી, તમોને હુ બતાવુ છું;
ચોકાની ચાર દીશાઓ, કીધી છે વાત શાસ્ત્રોમાં;
પંચો તો પંચ પરમેષ્ઠી, તમોને હું બતાવુ છું;
છકે તો લેખ છઠીના, ભુસ્યા તો નહી જ ભુસાશે;
સતાની વાત છે જુદી, તમોને હું બતાવુ છું;
સતો શુ દુનીયામાં તો દરેક ને શુ બતાવે છે;
કરો ન પાપ તો ઝાઝું, તમોને હું બતાવું છું;
અઠો ત્યાં અષ્ટ કલ્યાણી, મંગળની વાત થાએ છે;
નવો નહી આંક ને છોડે, તમોને હું બતાવુ છુ;
નવેદુ અઢાર તો સમજો, જૂઓને આઠને એક નવ;
નવે ત્રણેજ સતાવીશ, તમોને હું બતાવુ છું;
દશો તો શું કહે જગને, દશે દીશાઓ ખુલ્લી છે;

પરા ધીનતાની છે બેડી, તમોને હું બતાવુ છું;
વીદેશીનાજ મોહમાં તો, ગુલામી સૌ બની પ્રજા;
હશો ઉદાસ છે તેથી. તમોને હું બતાવુ છું;
ગોલ્લા જેવાં કરી કૃત્યો, ગુલામો સૌ બની બેઠા;
ચાલે હુકમ રાણીનો, તમોને હું બતાવુ છું;
મથે છે બાદશાહ શૂરો, જગતમાં માહત્મા ગાંધી;
કરે છે દેશની સેવા, તમોને હું બતાવુ છું.
માગે છે માહત્મા ગાંધી, મને એક્કોજ સૌ દેશો;
હીન્દુને બંન્ધુ મુસલમાન, તમોને હું બતાવુ છું;
મળે એક્કોજ ગાંધી ને, સ્વરાજ સામું ઝટ આવે;
સમજાવે જગતને (ભોગી) તમોને હું બતાવું છું;

## (વીર પુરૂષ કોણ.)

જગતના ઇતીહાસો જોતાં તેમજ અનેક પુસ્તકોનું મનન કરતાં માલમ પડયુ કે આખા જગતમાં વીર પુરૂષ કોણ ? ફક્ત માહત્મા ગાંધીજી સીવાય કોઇ મારી નજરે નથી. પડતા. ત્યારે વીર પુરૂષ કોણ જેણે આખી દુનીયામાં નવું જીવન રેડયું અને જે દુનીયા આજ અમુક વખત ઉપર ઘણાજ મોહ દશામાં તલ્લીન હતી તે દુનીયા અત્યારે સાહાઈમાં જીવન વ્યતીત કરવા તન મન ધનથી તૈયાર થાય છે તે બનાવનાર કોણ.

ગજલ

વેઠયા છે દુખ તો આઆ, ખરાં આફ્રીકા મહી જેણે,
એવો તો આ જગતમહી, પુરૂષ વીર કોણ એવો છે;
ગણે નહી તાપ કે તડકો, ગણે નહી સુખ કે દુખો;
ગણે નહી જેલના દુખો, પુરૂષ વીર કોણ એવો છે;
બેરીષ્ટર હોદ્દાને ત્યાગી, ફકીરી દેશની આલી;
માયા મોહ દીલથી ત્યાગી, પુરૂષ વીર કોણ એવો છે;
બ્રીટીશ સલતનતની સાથે, જેને તો બાકરી બાંધી;
અરે તે બાકરી ધરનાર, પુરૂષ વીર કોણ એવો છે;
ધ્રૂજાવી આખી આલમને, મુઠીમાં વશ કીધી છે;
સઉને વશ કરનારો, પુરૂષ વીર કોણ એવો છે;
જૂલમ તો દેશમાં ચાલે, સહન ન કોઈથી થાતો;
પરાધીનતાને તોડનારો, પુરૂષ વીર કોણ એવો છે;
અસહ્ દુખ જેલમાં રહીને, ખમ્યા છે વીર પુરૂષે જે;
છતાં નહી ટેક છોડી છે, પુરૂષ વીર કોણ એવો છે;
દીપાવી કુખ માતાની, દીપાવ્યું કુળ પિતાનું;
અરે તે કુળ દીપાવનાર, પુરૂષ વીર કોણ એવો છે;
સહીને દુખ કાયાથી, કરી છે દેશની સેવા;
અજબ જ્યોતીજ પ્રગટાવી, પુરૂષ વીર કોણ એવો છે;
એવો છે માહત્મા ગાંધી, મોહનની બંસરી સાંધી;

જુક્તીથી દુનીયા બાંધી, પુરૂષ વીર એક એવો છે;
નમે અન્યાયમે કદી નહી, ચલાવે ન્યાયની વાતો;
સમજાવે ન્યાય બ્રીટનને, તપસ્વી એક એવો છે;
દુનીયાને વીનંતી મ્હારી, ગાંધીની રાહ પર ચાલો;
મુકી ભપકો સીખો સાદે, શીખવનાર એક એવો છે;
બચાવો ગાંઠના પૈસા, કહે છે માહત્મા ગાંધી;
વીનંતી ધ્યાનમાં ધરજો, શીખવનાર એક એવો છે;
કહે છે પ્રેમથી સેવક, ભોગીલાલ ચરણને નાંમી;
થજો જયકાર ગાંધીનો, પુરૂષ વીર એક એવો છે;

## સ્વદેશ ધર્મ.

પ્રભુએ જો તને આપ્યું ગરીબને દાન દેતો જા,
ખરી છે દેશની સેવા જરી તું ધ્યાન લેતો જા.
બંધાવ્યા મહેલને માળા. કર્યા તેં ખૂબતો ચાળા;
ગરીબની ઝુંપડી ઉપર જરી તું ધ્યાન ધરતો જા.
ઘડાવ્યા ઘાટ દાગીના મંગાવી મોટરો મોટી,
હશે શું દુખ દુનીયામાં જરીક તું કંઈક જોતો જા.
જમો છો માલ મીષ્ટાનો વળી મેવા બહુ સારાં;
પરંતુ કોણ ભૂખ્યુ છે જરી તું દીલ દેતો જા.
પહેરો છો આપ મુલ્યવાળા અરે વસ્ત્રોજ બહુ ઝીણા,
ગરીબ છે બહુ જણા નગ્ન અરે કાયાને ઢાંકતો જા.
ફરો છો આપ મોટરમાં વળી સહુનમાં પ્રીતે;
શીખીલો દેશની સેવા સેવા તો દેશની કરતો જા.

વાગે જ્યાં મોતનો ડંકો કશુ નહી સાથ આવે છે,
મુકીને પાપના કામો ધર્મ તું કંઈક કરતો જા.
આવે નહી સાથમાં કદીએ કુંટુંબકબીલો સંગે કોઇ;
સ્વારથની છે બધી બાજી સ્વારથને કંઇક તજતો જા.
ભોગીલાલ પ્રેમથી કહે છે. આડંબર ખોટો મુકી દો,
કરવાને દેશની સેવા તમારો પ્રાણ અર્પી દો.

## કર્મ કરે તે કોઇ.

કર્મ કરે તે કોઇ નવ કરશે બીના કરમ નહી હોનેકા,
કર્મ કું શરમ જરી નહી હેજી કર્મ કરે વો થાવે ગા.
પાંચ પાંડવા અને દ્રૌપદી દેખો દાખલા શાસ્રોકા;
બાર વરસ તકવનમાં ભટકયાં દેખો દાખલા કર્મોકા.
રાજા નળ રાણી દમયંતી દેખો દાખલા ધર્મોકા,
બાહુક બનકે રાજા ભમીયા દેખો દાખલા કર્મોકા.
ચૌદ ચોકડી રાજલંકાકા દેખો સતી મંદોદરી રાણી;
કર્મ કે લીયે રાજા રાવણા પળમેં હુવા ધૂળધાણી.
રાજા હરીશ્ચંદ્ર ઓર તારામતી રોહીત પુત્ર તુમ પીછાણો,
કર્મ કે લીયે રાજા હરીશ્ચંદ્ર ભંગી કે ઘર વેચાણો.
રામ લક્ષ્મણ દોનુ બંધવ દેખો સતી સીતાનારી
ચૌદ વરસ વનવનમે ફરતે કરમકી ઘટના હે ન્યારી
કર્મે શેઠ શાહુકાર કહે લાવે કરમ ટૂકડા મંગવાવે
કર્મ મહેલ મંદીર બનાવે કર્મ વનમે રહે રાવે
એસા જાણુકે ધ્યાન ધરો કુછ કરો સુકૃત્ય ભાઇ તુમ જગમે
કહે ભોગીલાલ સુણો મોરે સજ્જન ધ્યાન ધરો પ્રભુકા દીલમે

## ગજલ.

---

### હવે જાગી જરા જુઓ.

અરે ઓ આર્ય બંધુઓ કુળા ચારો અને ધર્મો,
બધું હાથે કરી ખુવો, હવે જાગી જરા જુઓ.
હોટેલમાં ઉંચ નિચ ભેળા, જમે પંગત મહી ભેળા;
અભક્ષ્યા ભક્ષની વેળા, હવે જાગી જરા જુઓ !
સમઝાયે નાત કંઈએ નહી, ટોપીજે બાબરી ત્યાં રહી,
સુધારાની ખુબી આ કહી, હવે જાગી જરા જુઓ !
સીનેમા નાટકે જાઓ, સઉ નર નારી લ્યો લ્હાવો;
વ્યભિચારી ગીતો ગાવો. હવે જાગી જરા જુઓ !
મળે કેળવણી રૂડી, અનાચારી અને ભુડી,
કરી મતી સર્વની કુડી, હવે જાગી જરા જુઓ !
સુધારે વિશ્વ વટલાવ્યું, બધાંયે એકઠાં ખાવું;
છતાં ના આત્મ બળ આવ્યું, હવે જાગી જરા જુઓ !
ભણ્યા મુસદ્દીઓ એવું, લીધુ તે પાછુ ના દેવું,
શિખ્યા સમજ્યા ઘણુ એવું, હવે જાગી જરા જુઓ !
મુળો માને ગાજર પીતા, પ્રજાવર્ણ શંકરી દેતા;
એમાં કયાંથી મળે વેતા હવે જાગી જરા જુઓ !

વિચિક્ષણુ વાયરે વાયો ફેશન ફસીયારીને લાવ્યો,
લબાડી લુચ્ચૈએ ફાવ્યો, હવે જાગી જરા જુઓ !
પગરખાં પાઘડી ધોતી, સુધારે એ કરો રોતી;
થયા બુટ પાટલુણુ ટોપી હવે જાગી જરા જુઓ !
ખમીસ પર કોટને કોલર ચસ્માં ઘડીઆળને હંટર,
રૂમાલ મોજાપરે ગેટર હવે જાગી જરા જુઓ !
દારૂડીયાની દુ:ખી સ્થિતિ મળે તલ ભારના નિતિ;
ખરી મહો મર્ણની ભીતી, હવે જાગી જરા જુઓ !
ચાહે નખોદ તો વાળ્યું, મુખડાંનુ તેજ તો ટાળ્યું,
અનુભવથી અમે ભાળ્યું. હવે જાગી જરા જુઓ !
સોડા લેમન ચિરૂઠ ચસકો, મટનની સાથ લ્યો મશકો,
લગાડયો વિદેશીએ ભશકો, હવે જાગી જરા જુઓ !
અફીણુ ચંડુળ અને કોકીન, થયા ઝાઝા વ્યસનમાં લીન,
તજ્યાં વ્યસ્નો જુઓને ચીન, હવે જાગી જરા જુઓ !
જાહેરમાં ભાષણો બોલી, સુધારાની કરી હોળી;
દોરીએ હા ! પ્રજા ભોળી, હવે જાગી જરા જુઓ !
ઘણાંના પગ નીચે બળતું, બન્યા બળ તેથી ના વળતું,
છતાં કોઇએ ન સાંભળતું હવે જાગી જરા જુઓ !
સ્વછંદે ચાલતી નારી નારી, કુધારાની ધ્વજા ધારી,
મેળે ખેલે પનઘટ વારી, હવે જાગી જરા જુઓ !

વસ્ત્રો અંગે જીર્ણ ધારે, ફક્કડ જોઈ આંખને મારો;
કુટીલ નિર્લંજ બને ભારે હવે જાગી જરા જુઓ !

ગ્રહ્યા સૌ ગુણ વિકારી, વેર વ્યાધી વસન ભારી,
વિવાદે સઉ ગયા હારી, હવે જાગી જરા જુઓ !

પ્રથમ જો ઘાવ સુધાર્યું પરાઈ વાતે શું સાર્યું;
પરસ્પર વેરને ધાર્યું હવે જાગી જરા જુઓ !

દેશ ભકતો જુદ્દ જાપે, મુખે ઉપદેશ કે આપે,
પોતાનો એકડો સ્થાપે, હવે જાગી જરા જુઓ !

કોઈ વેપારમાં કશ નહી, મળે છે નોકરી કો કંઇ
ખોટા ખર્ચે મહાલે છે અહી હવે જાગી જરા જુઓ !

વણીક આનંદ વરઘોડે વરામાં લક્ષ્મી બહુ તોડે,
પકડયું પૂછના છોડે હવે જાગી જરા જુઓ !

ખોટે ખર્ચ મોટાઈ માને બને ભીખારી આ બ્હાને,
ઉડાવે લક્ષ્મીને તો તે, હવે જાગી જરા જુઓ !

શ્રીમંતો રીત ગ્રહો સારી, તજો સૌ વ્યસનો દુઃખકારી;
ઉદ્યમતી કાઢે કે, બારી, હવે જાગી જરા જુઓ !

કુટુંબને પ્રેમથી પાળો, દુઃખી નજરે નહી ભાળો,
ઉદ્યમથી ભાર્ત ઉજળો, હવે જાગી જરા જુઓ !

ભારત સૌ સંપથી ચાલે, ગુલામીમાં નહી મ્હાલે,
પછી સ્વરાજ્યને ભાળે, હવે જાગી જરા જુઓ !

શિખામણુ ગાંધીજીની સારી, મુક્તી અસહકારની ભારી
ભોગીલાલનીયે બલીયારી, હવે જાગી જરા જુઓ !

---

## સત્યાગ્રહી વિરોને.



પ્રીતે તમારા પ્રેમના ! અહીં આદર્યો પૂજન અમે;
સાચા શુરા સત્યાગ્રહી, આજે પધારો મન્દિરે.
સમશેર, ભાલા, બંધુકોને, તોપ ગોળા બોંબના;
સત્યાગ્રહીને એ નથી, સાધન કશ્યાં એ કામનાં.
સત્યાગ્રહી શસ્ત્રગ્રહી, સ્વપ્ને થવાના તે નથી;
સત્યાગ્રહી શસ્ત્રાગ્રહીનો, મેળ ખાવાનો નથી.
સત્યાગ્રહી ખમશે દુઃખો, આવી પડે જે ઉપરે;
સ્વરાજ્ય સાચું પ્રાપ્ત કરતાં, મરણથી તે ના ડરે.
પોલીસ ગુપ્ત સી. આઈ. ડી. કહી ખોટી રીતે જો નડે;
સત્યાગ્રહી સાચો કહીએ, હાથ ઉંચા નવ કરે.
કદી જેલમાં રાખે ભલે, પગ હસ્તમાં બેડી જડે;
ખોરાક પુરો ના મળે પણ નહિં લઢે એ નહિં લઢે.
એવા મહાત્મા ગાંધીજીનાં, આદર્યો પુજન અમે;
સાચા ! શુરા સત્યાગ્રહી, આજે પધારો મન્દિરે.

અવીનાશી.

ગઝલ.

તમે સૌ ભારત નરનારા, હવે તો કાંઇક સમજશો
મૂકી દો ક્લેશને નીંદા તમે સૌ રેંટીયો લેશો. ૧

વંઠયુ છે ઘર પોતાનું જાણો બાળતાણુ પેઠું છે
વંઠયું છે આપનું ખેતર હરાયુ ઢોર પેઠું છે. ૨

વંઠયો છે આપનો કુવો કબૂતર આવી પેઠું છે
વંઠયો છે દેશ આખો ત્યાં વીદેશી ભૂત પેઠું છે. ૩

વીદેશભૂતને નાબૂદ કરો કહે માહત્મા ગાંધી,
મહાબાકવીથી તેને તો સાંકળ રૂડી સત્યની સાંધી. ૪

સુદર્શનચક્ર લેવાને વીંનતી છે હવે માહરી
કહે પ્રેમથી ભોગી લેશો રેંટીયો નરનારી. ૫

---

બાળીનાંખોરેબાળીનાંખો:તમેવીદેશીકપડાંબાળીનાંખો(૨)
જેણે હાડ માંસની ખેળ ચડે, હીંન્દુ મુસલમીન કેમ અડે;
હવે દેશનુ ગૌરવ કંઇ રાખો, તમે વીદેશી કપડાં બાળી નાંખો.
હજારો ગાયો કપાએ છે, તેનુ ચોસ વીદેશી ખાએ છે;
અભીમાન હવે કંઇ દેશ ધરો તમે વીદેશી
કરોડો રૂપીયા જાયે છે. વીદેશી મોજે મારે છે,
બની દેશી પરાધીનતા તોડો. તમે વીદેશી
દેશ તમારો દુઃખી છે, આર્ય મહીલાઓ ભુખી છે,
હવે સ્વતંત્રતાને કંઇ સીખો. તમે વીદેશી
વીદેશી કાપડ બાળે જે, પાપ તેનુ ધોવાએ છે,
તેથી સ્વરાજ્ય નજીક આવે જે તમે વીદેશી

---

